# વડોદરાના વાસીનું
# વર્ણન*

સર્વ સજનનોને વાસ્તે
રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર
દેસાઈ. પાનાચંદ મોજીલાલ માતરના

## દોહરો

વ્યભીચાર સુધારવા, કરીયુ છે આ કામ.
વર્ણવ્યુંછે પ્રીત કરી. સીખામણને કામ,


अमदावाद

પાનકોરને નાકે બધારાગોળમા મુળચંદ રાય
ચંદના મકાનમા બુલાખીદાસ નારણદાસે
પોતાના ( અમદાવાદ સત્યપ્રકાશ )
પ્રેસમા ) છાપ્યુ.

સંવત ૧૯૩૩....... સન ૧૮૭૭

કિંમત ૯ પાઈ

# अर्पण पत्रीका.

પર્મપ્રિય. મોહનલાલ લલ્લુભાઈ.

તું મારો એક મિત્ર છું, અને તારો પ્યાર મારા પર [illegible] વિશેષ છે, તેથી આ મારા લઘુ ગ્રંથ જોડે તારૂં નામ [illegible] રાખવાને ઇચ્છુછું; તે વાસ્તે ગ્રંથાર્પણ તને જ લઘુ [illegible] એ, એમ માની હું આ એક લઘુ ગ્રંથ પ્રેમ પૂર્વક [illegible] કરૂંછું, તે તું સ્વીકારીશ.

લી. તારો શુભેચ્છક મિત્ર

ગ્રંથ કર્તા.

# પ્રસ્તાવના.

મિત્રો, હું ઘણા દીવસથી વડોદરામાં રહુ છું. મને વડોદરાનો ઘણો અનુભવ મળેલો છે. એ શેહેરના ઘણા લોકો વળણ વ્યભીચાર ઉપર વિશેષ માલમ પડવાથી, મને ઘણે ખેદ ઉત્પન થવાને લીધે મેં આ ગરબાઓ લખીછે. જે છપાથી વડોદરાના લોકોના મન ઉપર અસાર થશે એવી આશ રાખુછું.

આ પુસ્તકમાં મારી ચુક હશેજ, કારણ કે આ મારો પ્રથમનો અભ્યાસ છે. તે થએલા ચુકોને વાસ્તે વિદ્વાન માણસો મને માફી આપશે એવી આશા છે; વિદ્યાના મદમાં છાકી ગયેલા જો મારા કહ્યાં છતાં ભુલ ઉપર ધ્યાન આપશે તો તેઓની મને ચીંતા નથી.

આ પુસ્તકનો હેતુ વડોદરામાં જે વ્યભીચાર થાયછે તે દર્શાવવાનો તથા શીખામણ આપવાનોછે, પણ કંઇ રસ, અલંકાર, અને સારી યુક્તિથી કવિતા બનાવવાનો નથી.

વળી હાલ મેં "વ્યભીચાર દુઃખ દર્શક" નામનુ પુસ્તક તૈયાર કરેલુ છે, આશરે તેનાં ૧૫૦ પાના થશે, તેમાં ઘણીજ અસાર કારક બીનાઓ આવેલીઓ છે; તે પુસ્તક હું થોડા દીવસમાં પ્રસિદ્ધ કરનારછું, તેને માટે સુજ્ઞ માણસો મને મદદ આપશે એવી આશાછે.

લી० ગ્રંથ કર્તા.

# वडोदरानी स्त्रीयो वीशे.

સારૂં સારૂંરે સુરત શેહેર મુબઇ અમરેલી-બેરાવ
વડુ વડોદરે વિખ્યાત. ગરવી ગુજરાતે.

વડોદરામાં રહીને મેં તો, દીઠો તેનો સારરે,
નારી સૌ છીનાળાં કરતી, વ્યભીચાર અપાર. ગરવી ગુજરાતે. ૧
નાની મોટી સરવે સરખી, ધનવંતને ખરીખરે;
ઘરડી બાડર સરખી તેમાં, ઝાઝી રાખે છીબ. ગરવી ગુજરાતે. ૨
ઘરડીયો દલાલી કરતી, માનો સાચી વાતરે;
ઘરમાં પ્યારો પ્યારી પાસે, નીચી એવી જાત. ગવી ગુજરાતે. ૩
હીમત રાખી મનમાં ઝાઝી, ભીંતાં જહાં બજારરે;
બધા:કથાં કર્મ કરેછે, જ્યાં ત્યાં દેખું જાર. ગરવી ગુજરાતે.
નારી સઘળી ઘેર ઘેરથી, દર્શન કરવા જાયરે;
એક એકનો સાપ કરેછે, સૌથી ફક્કડ પાપ. ગરવી ગુજરાતે. ૫
મંદીરમાં તો જાતાં પે'લા, શાણગારો સજવાનેરે.
તકતો મુખ આગળ લઈ બેસે, બનીં ઠણી જોવાને- ગરવી. ૬
જુઠાં મોતી જરૂર જાણો, શરીરે શણગારેરે;
વસ્ત્ર ઉમદા પ્રીતે પે'રી, રૂડી બનવુ ધારે. ગરવી. ગુજરાતે. ૭
વસ્ત્ર સજેછે ઝીણું જાળી, કાયા સૌ દેખાયેરે;

શરમ લાજતો નેવે મુકી, વેશ્યા સરખી થાયે. ગરવી ગુ. ૯
પાન બાંડીયો સાથે રાખી, ચાવી કરે મુખ રાતુરે;
કાળી બનગી કપાળમાંને, રાખે મુખ મલકાતુ. ગરવી ગુજ. ૯
પ્રતિ ઘરમાં જોયા કરતો. દેખીને મલકાતોરે;
શી સુંદીર દેખાયે નારી, લાવી પાણી પાતો. ગરવી ગુ. ૧૦
નારી બેઠી હુકમ કરતી, નાથ તેગના માનેરે;
વાર લાગશે તુજને પ્યારી, દર્શન કરવા જાને. ગરવી ગુજ. ૧૧
નારી કેહેતી શુ મુખર્યા હું, જાઉ દર્શન કાજરે;
તમને પરાણી સૂખ ન દીઠું. જાતાં આવે લાજ. ગરવી. ગુ. ૧૨
સૌને સારા શણગારોને, મારે જોયા કરવુંરે;
જાય્યો કરીશુ મન ફાવતુ નહીતો મારે મરવું. રવી ગુજ. ૧૩
રાંક નાથ બીચારા બી'તાં, નારી નાશી જાશેરે;
દેવુ કરીને દાબીના તો, ઘડાવિ લાવે ત્યાંથી. ગરવી ગુજ. ૧૪
તેવી નારી નાથને કેહેતી, ધુપેલ નહી ઘરમાંહીરે;
કે'તા પેહેલા દોડે ચોટે, ઝટ લાવેછે ત્યાંહી. ગરવી ગુજ. ૧૫
ચોટલો વાળે નારી સારો, વાળે વાંકો અંબોડોરે;
નાથ બાચ્યારો જો બોલતો, કરતી તે વરઘોડો. ગરવી. ૧૪
શોભે શણગારો તે સજતી, બાકી રેહેતું પાનરે;
કાથો તેમાં વધતો મુકી, નારી બને ગુલતાન. ગરવી ગુ. ૧૭
પતી તેનો જોયા કરતો, નારી દેખાય સારીરે;
બહાર જશેતો કેહેશે કોની, વહુ કેહેવાશે મારી. ગરવી ગુ. ૧૮
આવી રીતે કંથ ધારતાં, નારીને ઉશ્કેરેરે;

નારી આભળ ભડવા બનતા, મોકલતા તે તેડે. ગરવી ગુ ૧૯
શરીર ઉપર ખુપેલ લગાવી, મુખ ચળકતુ રાખેરે;
કરિણી પેરે ધીમી ચાલી, ખરાબ શબ્દો ભાખે. ગરવી. ગુ. ૨૦
બજાર વચ્ચે થઈને જાયે, જુવાન સામે જોતીરે.
પાસે રાખે રૂમાલ સારો, મુખડુ તેથા લોતી. ગરવી ગુ. ૨૧
ઘણાક લોકો સામુ જુવે, ત્યારે ખુશી થાતીરે;
નેન કટાક્ષો સામાં મારી, કતરાતી તે જાતી. ગરવી ગુ. ૨૨
આંખ ફેકમાં રેહેવા માટે, પાક વાંવીધના ખાતીરે;
નીરંકુશે વર્ત્તે નારી, ધીમા ગાયન ગાતી. ગરવી ગુજરાતે. ૨૩
મકલાતી મકલાતી ચાલે, બાંકુર કામા બનતીરે;
હર્ષ ઉરમાં ઝાઝો રાખી, મન પરાક્રમ ગણતી. ગરવી ગુ. ૨૪
દર્શનના તો બાહાનાં કાઢી, પ્યારા તરફેણ ફરતીરે;
ઘણા તોરમા જાયે પોતે, ભય મનમા નવ ધરતી. ગરવી ગુ. ૨૫
ઘણીવાર સુધી તે ઘરમાં પ્રીત બાજીબો ખેલેરે;
પ્યારાને તે ખુશી રાખવા, બીડી મુખમાં મેલે. ગરવી ગુ. ૨૬
પોતાના ઘરમાં હોયે તેમ, ખુશીથી ત્યા માહાલેરે;
પ્યારાની પાસે માગેતો, પ્યારો પૈસા આલે. ગરવી ગુજ. ૨૭
પૈસા લઈને ઘરમાં આવે, નાથ કશું નવ બોલેરે;
જો બોલેતો ધમકાવીને, છીદ્રજ તેનુ ખોલે. ગરવી ગુજ. ૨૮
કંથ તેમના સાંખો રેહેતા, હેં હેં કહ્યું છે અમથું રે;
હસતાંમાં તું રીસ ચડાવછ, એમ બોલે ખભથ્થુ. ગરવી ગુ. ૨૯
નારી સૌ શેઠાણી થાયે, ચાંકર તો વર થાયે રે;

નારીની સામે બિસાને. ભાવળીયો તો ગાયે. ગરવી ગુજ. ૩
નારીને એમ લાડ લડાવે, અંકુશતો નવ રાખેરે;
ઘણુંકતો પરનારી ભેગી, ઘુંટપણામાં નાખે. ગરવી ગુજ. ૩૧
ઘણાક નારીને રીઝવતાં, પ્યરાં પ્યારી કરતારે;
ઢોંગ કરીને દુઃખી પાયતો, તેના દુઃખે મરતા. ગરવી. ગુ ૩૨
ખુબ સુરતી સો નારી માંને, નખળા નાથ ખાચારારે;
નારી સો ત્યાં મોજ કરેછે. ઘરમાં આવે પ્યરા. ગરવી. ૩૩
ઘરમાં આવો બેસે ત્યારે. ઘણુંયે આતર કરતારે.
પાન પટીયો ખાવા આપી, ઘરમાંથી તે જાતાં. ગરવી ગુ. ૩૪
એવા લોકો ઘણા વસેછે. ધીક્ક તેના અવતારરે;
પૈસા લેવાની આશાએ, શીખવે કરતાં જાર. ગરવી ગુજ. ૩૫
સો નારી ઈશકમાં ભારી, બીજુ નહીં કાઈ કામરે;
બની ઠણી પ્યારા ઘેર જાયે. બેસે સારે ધામ. ગરવી ગુજ. ૩૬
ઘણુંક ઠામ આવું ચાલેછે, એક પ્યારી એક પ્યારોરે;
નાહાય તે નાત બાહારછે, મનમાં એવું ધારો. ગરવી ગુ. ૩૭
સાંજે સર્વ દર્શન કરવા, ટોળે ટોળાં જાતાંરે;
નરસઈજી આગળ આવીને. નેન કરેછે રાતા. ગરવી ગુ. ૩૮
સહવારે મંગળાના કરવા, ઘણી ઉમંગે આવેરે;
પ્યારાઓ પણ પુંઠે આવે. વાયદા સારા ફાવે. ગરવી ગુ. ૩૯
સહવારે શતલસ કરીને, સાંજે દર્શન પાયેરે;
તે બાહાનું કાઢીને નારી, પ્યારાને ઘેર જાયે. ગરવી ગુ. ૪૦
એક એકથી ફક્કડ બનતા, એક એકથી તલપેરે;

એકથી ચડીયાતાંને, ચડતા બુઠી બંપે. ગરબી ગુર્જ. ૪૧
... દેખો ચકુકા મારી, ચાલેછે જુવંતીરે;
ભામારી ધપત્ર કરતી, એવી એ ગુણવંતા !!! ગરબી ગુર્જ ૪૨
ગ્રાહક સાથે પ્રિતિ કરવા, મધુર શબ્દો બોલેરે;
રસ વિનોદને તાળા દેતાં અંતરપડદો ખોલે. ગરબી ગુર્જ. ૪૩
આ નારીમાં હીમતભારી, બીજ નહો લગારરે;
ચખું કરે તે નીજ મનડાનુ. કેહુતાં નાચે પાર ગરબી ગુર્જ૦ ૪૪
સૌ કરેતે પૈસા સારૂ. તે લાભે રો ફરતારે;
પૈસા સઘળા લેઇ લઇને, ભીખારી તે કરતી ગરબી ગુર્જ. ૪૫
વડોદરાની નારો બાંકો. ચાંનોદના ધુનારીરે;
ભાઇનાં ભખારી કરતી, નેન આંખનાં મારી ગર ગુર્જ. ૪૬
શીનોર, નાદેદ જંબુસરમાં, વ્યભીચાર અપારરે,
છોકરીયો છીનાળાં કરતી. જાણતી લાગે પાર ગરબી ગુર્જ. ૪૭
ગામડાંમાં ઝાઝુનહી આવું. શેહેરોમાં બહુ ચાલેરે:
વીષયી નર નારી સરવે, ગર્વ પાપામા માહાલે. ગરબી ગુર્જ. ૪૮
અરે પાપીઓ ચંડાળોને, કુકર્મી સૌ નારરે;
મુઆ પુઠળ ભોગવશો ને ખાશો જમના માર ગરબી ગુર્જ. ૪૯
જાર કર્મ એ સૌથી ભુંડુ. લેજો મન વીચારીરે;
દેશ સૌ ખરાબ પયોને. પડીયાંછે દુઃખ ભારી ગરબી ગુર્જ. ૫૦
ઓવાં આવાં કર્મ કરીને, સુખ ક્યાંથી ભોગવશોરે.
માટે સહુજી લેજો શાણા. વગર મોતે મરશો ગરબી ગુર્જ. ૫૧
આ છંદ જો છોડી દેશો સુખી સૌ કો થાશોરે.

દુ:ખો સર્વે દુર પળાશે, વળિ સ્વર્ગમાં જાશો ગરવી ગુર્જ
મોજ શોખમાં ગરક થઈને થાતા નવ આનંદરે;
રૌરવ નર્કની વાટે જાશો, કહેછે પાનાચંદ ગરવી ગુજરાતે

---

## વડોદરના પુરૂષ વીશે.

બહુ રારસ વડોદરા શેહેર, લાલા બહુ રેહેતા;
વડોદરની લોકો બાંકા, વાંકા થઈને ફરનારે;
સારાં સારાં વસ્ત્ર પેહેરી, ઘોર કરમ તે કરતા લાલા બહુ. ૧
માથે વાંકી પાઘડી ઘાલા રેશમી ધોતી લાવેરે
જુઠા ઘડિ પાળો લટકાવી ભગકો બા'ર બતાવે-લાલા બહુરેહેતા
શરીર શાઘણુ લાલકરીને, રાતા મુખે ફરતારે
ઘણી જાતનો નીશો કરતા, મનનાં ગુંન્હા ધરતા-લાલ બહું રેહેત
રેશમી કોરની ધોતી પેહેરી- ધરતા નહિ કઈ માજારે;
પગમા કસબી જોડા પેહેરી, મનમાં ધારે રાજ-લાલા બહુરેહો
અંગરખા તસતસતાં પેહેરી, બદન પેહેરી તંગીરે;
નાજુક કાયા દેખાડવાને, યુક્તિ કરે છે ભંગી. લાલા બહુ.
દર્શનનો તો બાહાનાં કાઢી, મંદીરોમાં જાયેરે.
નારી ઊપર ટુટી પડીને, મનમાં ફુલ થાયે લાલા બહુ.
મિત્રો સર્વ ભેગા થઈને, નાદાના દેખાડેરે.
મારામારી ત્યાં કરીને, મોઢાટર્યાં બરાડે લાલા બહુ.
સારાં અત્તરસારાં તેલ, પૈસા ખરચી લાવેરે

એને કાપામાં છ ટી, સુગંધી બહેકાવે-લાલાબહુરેરે
અનગી કપાળમાંને, ઊપર રાતો ટીકોરે
કો મુછોમરડી રાખે મનમાં શેનીણીકો – લાલાબહુ રે
મ ઊપર અતર લગાવી, વાળ ચળકતા રાખેરે
. રમવા નારીઆગળ, ખરાબ શબ્દો બાખે-લાલાબહું
કડ લાલા પોતેબનના, કુદીને પગ ગેહુલેરે
પારીસાથે ખરાતોરમાં, પ્રીતબાજીચો ખેલે-લાલા બહુ રે
તુઠી જુઠી ગપો મારી, નારીને લલચાવેરે.
બીડી ખાઈ મુખ રાતુ કરના, જરૂ રગવું ભાવે. લાલા
તારી સારી ગીતખાનીનો. ગીઠઈ લાવી નમતારે.
વળી બાગમાં જફૂત કરવા, રોફ મારીને જાતા. લાલા
સારો ઝીણો પોશાક પેહેરી, દર્શન કરવા જાયરે.
દેવ તણે દરવાજે બેસી, ત્યાં લાવણીઓ ગાય. લલા બહુ
ઉઠાવી દે પઈસો રાધળો, ભોપાળુ બાહ્ય કાઢેરે.
ગાડીયોમાં શફર મારી, નાક કુળનું વાઢે. લલા બહું
નારીની મશ્કરીયો કરતા, પ્યારી પૂઠે જાતારે.
આવી રીતે કર્મ કરીને, લાલા ખુશી થાતા. લાલા બહુ
ખરા તોરમાં તેઓ બોલે. ખંજનનાં નહી કામરે.
અંગવસ્ત્ર વોનાના સૌને ધીક્કારે તે કામ. લાલા બહુ.
આવી રીતે મોજ કરાને મનમાં થાતા રાજીરે.
ઘરમાં સૌને ભુખે મરે, ના હોય ખાવા ભાજી લાલા બહુ.
મા તેની દલાલાં કરતી, બેન છીનાળાં કરતીરે.
બઈ જો/એ તો ફકડ થાયે, વહુ હરાયું ચરતી. લાલા બહુ

ઘામાં હોંડલા કુરતી લડતાં, ખડુર દિકજી બનતારે.
હોય હાથમાં તે ઉડાવી, ભીખારી થઈ ફરતા. લાલ
પાક ખાતા ગાંજો પીતા. ઇશકમાં મદમાતારે.
ન ફિકરાઈ પઈ પઈ બીકપા, ડોળા રાખે રાતા. લાલા ખડું
દાવસ ગુમાવે મેન શોખમાં. ઇશક ઇશક કરતારે.
૨પારીની પ્રીતી કરીને, વગર મોતે મરતા. લાલા ખડું
પરણેલાને દુઃખ બહુ દેતા, રપારીને મહલાવેરે.
નારીને રડતી મુકીને. માહ ઇંચો ઊડાવે. લાલા ખડું.
ઇશકમાંને રપ રાંગાં તો. ધંધા તો નહી ગમતારે.
ધખા હાડી માન પખોડી, રપારી સંગે રમતા. લાલા ખડું.
રાડવાની જાતી છે નજી, જ્યાં જારૂતો પાયેરે.
રાંડ રંડવા ભેગા થઈને, તેના ઘરમાં જાયે. લાલા ખડું.
લોકો ખાયે નારી લાવે. નહી તો ગોતે આણેરે.
ઘર ભાડાના પઈસા લેતા, રંગ ભોગ ત્યાં માણે લાલા ખડું.
લાલા જનમી ખરાબ કરતા. કુંટુંબ ભુખે મારેરે.
ઇશકમાં પૈસો ઊડાવી, દુઃખો લે છે ભારે. લલા ખડું.
પ્રથમ દુઃખનું મુળ જારૂ છે, જાણો તમો જંનરે
પ.ન.ચંદ મુખે કેહે છે, ભ્રષ્ટ થાશે તુજ મન લલા ખડું

## વડદરાના સ્ત્રીસંપટને શીખામણ.

રાગદેશી વણજારો.

મારજ કહુંછુ આપને. ભુલભારીરે
તે ફેપ. મર્જી ખાન મો પુર ાસરે. ૧

એતો તમારા ચીતામાં. ભુલ ભાસીરે
અંતર ઉતારો વાત. આ પુર વાસીરે. ૨
ધર્મ ધારો તમો ધર્મ આ, ભુલ ભાસીરે;
નવ ચુકિ ચાલો ચાલ આ પુર વાસીરે. ૩
શાને છે તમને ધડપાં' ભુલ ભાસીરે.
પ્રિતે પોતે જે પરમેસ આ પુર વાસીરે. ૪
શા ઈચ્છા છે ઈશના ભુલ ભાસીરે.
તે ગંન ન લાવો કેમ, આ પુરવાસીરે. ૫
સુ પંથ મુકીને ચાલતા,ભુલ ભાસીરે;
કુ પંથે કરો ન વીવેક, આ પુર વાસીરે. ૬
જાણો જરૂર જાવું સર્વને, ભુલ ભાસીરે;
મટે ગેલા મિથ્યા માન આ પુર વાસીરે. ૭
ધર્મ છોડી કરો કર્મને ભુલ ભાસીરે;
નરીએ ન વિચારો વાત આપુર વાસીરે. ૮
પ્રીત કરો પરનારની, ભુલ ભાસીરે;
છોડીને રૂડી ચાલ આપુર વાસીરે. ૯
ઘર ધંધે કરતા નથી. ભુલ ભાસીરે;
લત લાગી લાંડી સાથ ,આપુર વાસીરે. ૧૦
આઠે પોહોર પર્મ પ્રીતથી ભુલ ભાસીરે;
કરો કાન્તા સંધે કર્મ આપુર વાસીરે. ૧૧
બની બની બાંકા છેલડા, ભુલ ભાસીરે;
ફરો છો છોડી સુકૃત્ય આપુર વાસીરે, ૧૨
પૈસા બહુ ઉડાવતા, ભુલ ભાસીરે;

ગાંઠીઆ કરતા અપાર, એ પુર વાસીરે. ૧૩
શરીર સારૂ નવ ળવો ભુલ ભાસીરે;
પણ નકામું છે પાર, એ પુર વાસીરે. ૧૪
અંતરમાં આપે જુઓ ભુલ ભાસીરે;
તેં સુખ પામે નાર. એ પુર વાસીરે. ૧૫
ધણીની પ્રીતી રાખતા. ભુલ ભાસીરે;
કરો વીધ વીધના ઉપાય, એ પુર વાસીરે. ૧૬
રાગ કામ ડુલાવતા. ભુલ ભાસીરે;
રજી રેતા રંડી નિત્ય. એ પુર વાસીરે; ૧૭
વિદ્યા ભણવિ ગમતી નથી. ભુલ ભાસીરે;
તેથી થાય રાંકણ અવતાર. એ પુર વાસીરે. ૧૮
આળસમાંને હાસકમાં. ભુલ ભાસીરે;
રહો રાત દીવસ રમીરંગ, એ પુર વાસીરે. ૧૯
નીતીની રીતો મૂકી. ભુલ ભાસીરે.
તેથી જાણાવશો નમ નેર. એ પુર વાસીરે ૨૦
અધર્મ આપે આદરો; ભુલ ભાસીરે;
નારી જુઓ ન મનડા માય, એ પુર વાસીરે. ૨૧
દેશની સ્થિતિ ન વિચારતા. ભુલ ભાસીરે;
ધિક્ક ધિક્ક અરે અવતાર, એ પુર વાસીરે. ૨૨
શુ થાયછે ને શું થશે ભુલ ભાસીરે;
તેનો મનમા ન કરતા તોલ. એ પુર વાસીરે. ૨૩
દેશ ડુબ્યો આ આપણો, ભુલ ભાસીરે.

જરી જુઓ નહી ઊઘાડી આંખ, એ પુર વાસીરે ૨૪
માટે મેલો બધો મામલો, ભુલ ભારીરે,
આલો બાળ રૂડી નીત પાર, ઓ પુર વાસીરે. ૨૫
સુખ સંપતી સાંપડે. ભુલ ભારીરે;
જેથી રજી રહે રણછોડ ઓ પુરવાસી રે ૨૬
નજરે દીઠું તેવું મેં કહ્યું, ભુલ ભારીરે.
ખરેખરી છે આ વાત, ઓ પુર વાસીરે. ૨૭

વડોદરાની સ્ત્રીયોને શીખામણ.

અચકો મચકો કારેલી એ રાગ.

ઓ વડોદરાની બેનોરે, ઈશ્વરથી કાંઈક ડરો;
છે અથાક શક્તિ એનીરે ઈશ્વરથી કાંઈક ડરો;
તમો રહેતાં પરની પ્રીતેરે, ઈશ્વરથી કાંઈક ડરો;
કરો કર્મ ન કરતાં ચાતેરે, ઈશ્વરથી કાંઈક ડરો.
મનમાં કાંઈએ નવ લાવોરે, ઈશ્વરથી કાંઈક ડરો;
કરી કર્મને પાપી થાઓરે ઈશ્વરથી કાંઈક ડરો;
પરપુરૂષ સાથે પ્રીતીરે, ઈશ્વરથી કાંઈક ડરો;
ધરો ન કંઈ મન ભીતીરે, ઈશ્વરથી કાંઈક ડરો;
તમો કામ કાજ સઉ છોડારે, ઈશ્વરથી કાંઈક ડરો;
રહો પ્રીતમશું પ્રાન જોડીરે, ઈશ્વરથી કાંઈક ડરો;
કરો અનેક બાનાં જુઠાંરે, ઈશ્વરથી કાંઈક ડરો;
નિજ પતિને મારો ઠુંઠારે, ઈશ્વરથી કાંઈક ડરો;
નવ કોપી નારીએ ડરતારે ઈશ્વરથી કાંઈક ડરો,

( ૧૬ )

અતે કુડાં કરમો કરતારે. ઈશ્વરથી કાંઈક ડરો;
કુળની મુક્તિ બધી લજારે, ઈશ્વરથી કાંઈક ડરો;
નવ રાખોરતી મન માજારે, ઈશ્વરથી કાંઈક ડરો;
દરશનના ઠગીને બાનારે ઈશ્વરથી કાંઈક ડરો;
કરો જાર કર્મ નિત છાનારે ઈશ્વરથી કાંઈક ડરો;
જારી જુઓ વિચારીમનમાંરે. ઈશ્વરથી કાંઈક ડરો;
ડરો ડરો તમારા ચિતમાંરે ઈશ્વરથી કાંઈક ડરો;
નવ ભણતાં કઈક ભાવેરે ઈશ્વરથી કાંઈક ડરો;
પછી સાચા સુમતિ આવેરે, ઈશ્વરથી કાંઈક ડરો;
વિધ વિધના વાતે જાણોરે, ઈશ્વરથી કાંઈક ડરો;
જો ભણવે ઉલટ આણોરે. ઈશ્વરથી કાંઈક ડરો;
અનિતી તી શાસ્ત્ર છે મે ફુરે, ઈશ્વરથી કાંઈક ડરો;
ખરી મુક્તિ તેથી નવ ઓકુરે ઈશ્વરથી કાંઈક ડરો;
નીત કરો પતના સેવારે ઈશ્વરથી કાંઈક ડરો;
ઈશ્વર આપે સુખ મેવારે. ઈશ્વરથી કાંઈક ડરો;
પતી પ્રાણ સમો પરમાણોરે, ઈશ્વરથી કાંઈક ડરો:
અતિ હેત નાથપર આણોરે. ઈશ્વરથી કાંઈક ડરો;
જો રાજી રેહેશે સવ મારે, ઈશ્વરથી કાંઈક ડરો;
તો તમમાં નહીં રહે ખામીરે, ઈશ્વરથી કાંઈક ડરો;
પણ જારૂ લાગે સારૂરે, ઈશ્વરથી કાંઈક ડરો;
બગડે સહુ તેથી તમારૂરે, ઈશ્વર કાંઈક ડરો;
તમો સમજી લેસો નારારે. ઈશ્વરથી કાંઈક ડરો;
પાનાચંદ કે' દુઃખ ભારીરે ઈશ્વરથી કાંઈક ડરો;

